૩૬૦૫

# सत्य नारायणनी कथा.

પદમાં.

બનાવી પ્રસિદ્ધ કરનાર

નટવરલાલ લજ્જાશંકર.

અમદાવાદ.

કારંજમાં "ગુજરાત ગેઝેટ" પ્રેસમાં

પંડ્યા છગનલાલ ગીરધરલાલે

છાપી.

સંવત ૧૯૪૪. સને ૧૮૮૮.

કીંમત રૂ. ૦-૨-૦

૩૬૦૫

# सत्यनारायणनी कथा.

## પદમાં.

ઢાળ ઓખાહરણમાં છે તે પ્રમાણેનો છે.

હીડોલો તો નીશ્ચે મારો, ન હોએ બેડી મારી;
દાશી ચાર દીશતી નથી, આ બે કોણ રાજકુમારી૦ એ રાગ.

પ્રથમ ભાવ ધરીને પુજુ,–ગવરીપુત્ર ગણેશ;
મંગળ કામે વીઘ્ન હરતા, તું પ્રભુજી વીશેશ. ૧
પ્રણમુ પ્રીતે શ્રી ભવાની, બ્રમ તન્યા માત;
જ્ઞાનદાતા ધેય ધાતા, શરસ્વતી શાક્ષાત. ૨
વંદુ વીવેકે સર્વે કવિને, રાખી મસ્તક ધરણ;
જક્ત પીતા જગ નાથજી, દાશ તારે શરણ. ૩
સત્યનારાયણ નામ કથા, જે લખી ગીરવાણ;
તે શુણવાને શરવ પ્રાણી, રાખે પ્રીતી જાણ. ૪
ગુજરાતી પદ બંધન કરવા, મારે મન ઊમંગ;
કાલાવાલાના કથવા, કોઠા પ્રભુ તુ પુરે રંગ. ૫
છંદ કે અલંકાર રશનો, જાણું નહી કંઇ ભારા;
મન બુધી પ્રેરક પ્રભુ પોતે એ નકી વીશવાર. ૬

---

વીશવાશ મન છે માહરે, કરૂ કથા પ્રકાશરે;
નીરબલનું બળતું લગી, તુ પુરે મન આશરે.

---

શુત પુરાણી છે રૂશી મોટા, નીમીશારણના વાશી;
પ્રસન પુછયું તેને અન્ય રૂશીએ, ઊત્તર દો શુખરાશી.
કોહો ઋશીજી વ્રત કયું હેવું, ઇચ્છા ફલ જે આપે;
થોડા શ્રમમા ફળ બહુ મોટુ, પ્રાણીના દુ:ખ કાપે.
શુત કહે રૂશી શ્રવણે ધરજો, કહુંછું નીશ્રે શાથે;
દેવ રૂશી શ્રી નારદજીને, જે કહ્યું વૈકુઠનાથે..
શ્કંધ પુરાણે રેવાખંડે, કહી જે વેદ વ્યાસે;
એ કથા વળી કહી છે મુખથી, પોતે શ્રી અવીનાશે.
એક શમે શ્રી નારદ આવ્યા, મ્રત્યુ લોકની માહે;
પ્રાણીને પરમારથ કરવાં, ધારી મન ઈચ્છાએ.
સંતાપ સાથે સૌજન દીસે, દુ:ખથી ભરીઆ ભારે;
કરમ તણા ફ્લ ભુક્તે પ્રાણી, કોણ ચડે તેની વારે.
કહે ઉપાએ દુ:ખ મટીને, સુખની પ્રાપ્તી થાએ;
શોધન કરવા માટે આવ્યા, વિષ્ણુ લોકની માહે.
શુક્લ વરણ ચત્રભુજ પ્રભુજી, વૈકુંઠ માંહે બીરાજે;
શંખ ચક્રને પદ્મ ગદા છે, વૈજયતી કઠરાજે.
એવા શ્રી નારાએણ પ્રભુને, વંદે વીણા ધારી;
નીરગુણમાંથી ગુણમાં આવો, ભક્તોને સુખકારી.
વાણી મનથી અગમ્ય સ્વામી, માયા છે બહુ મોટી;
નાભી કમળમાં બ્રમા ભમીઓ, કાલ કોટાનકોટી.
આદી શરવના અંત શરવથી, જાએ નાગતી જાણી;
સ્તુતી સાંભળી નારદજીની, બોલ્યા પ્રભુજી વાણી.
શું ઈચ્છા છે કરતું પ્રછા, ઉત્તર તુજને આપું;

કાર્ય કારણ ક્રમ શમજાવી, શંસ્ય શરવે કાપું.
કરૂણાવંત કૃપાલ સ્વામી, મુજને ઇચ્છા હેવી;
તાપવીશે શઊ પ્રાણી પચીયાં,દુ:ખની શાન્તી કેહેવી.
શહજ કરે ને ફલ થાએ મોટું, જટપટ દુ:ખ તે વામે;
તે ઉપાય સ્વામી શમજાવો, ઇચ્છીત ફલ તે પામે.
પ્રીત ધરીને પ્રભુજી બોલ્યા, સાંભળ પુત્ર ઉપાએ;
જેવું તું ઇચ્છે મન મધે, તે હેવું નીશ્ચે થાએ;]
વ્રત આચરતાં માહેરૂં, પાવન જટપટ પ્રાણી;
જે વ્રત સ્વલ્પને સેહેજ છે, સુખદાતા લો જાણી.
તે વ્રત કરતા માત્ર વેગે, પ્રાણી પાપ મુકાએ;
સ્વરગ મ્રત્યુલોક મધે, દુરલભને કેહવાએ.
પુન્ય કરતા પાપ હરતા, ફલની જટપટ શીધી;
જે કર્યાથી પ્રાણી પામે, ન ઉતમ નવે નીધી.
આ લોકમાં આનંદ પામે, જન્મ જીતી જાએ;
દેહ છુટે પછે મોક્ષ પદની, પ્રાપ્તી તેને થાએ.
સત્યનારાએણ નામ વ્રતનું, શ્રેષ્ટ શઉથી જાણો;
શંતની શૌભાગ્ય દાતા, શરવે વ્રતમાં રાણો.
અધમ ઉત્તમ મધ્યમાંજે, તે સરવે અધીકારી;
અબળા બાળ કરી શકે, ના પડે કોને ભારી.
દામનું નહી કામ ઝાઝું, માત્ર જોઇએ પ્રીતી;
રંક રાજા ગ્રહસ્થ ભીક્ષુ, જન્મ જાએ જીતી.
બણે જગ્તને જાગ સારે, દામ જોઇએ પાશે;
આ વ્રતમાં બંધન નહી તેવું, થોડામાં ફલ થાશે.

ભાગ્ય દીશા જેની ભલી, તેને મન એ આવે;
સંસાર રૂપી સમુદ્ર મધે, તરવા નાવ કહાવે.
આદર સાથે રૂશી પૂછે છે, કોહો તેની શી રીતી;
વીધી વીધાન પુછે તેનું, શીશો ધરવી નીતી.
માસ કહોને પક્ષ કહી છે, દીવશ કહીએ ભાવે;
શાશા શાહીત આણુવા, વ્રત વીશે જે આવે.
પ્રકાર પ્રભુજી બોલે હેવો, જેથી સૌ સંશય ભાંજે;
એક દીવસનું એ વ્રત જાણો, પુજન કરવું સાંજે.
સર્વ કાલને સર્વ શમયમાં, થાએ જવ મન પ્રીતી;
દીવસ મધે રહે અપવાશી, એજ હેની નીતી.
પ્રાધ્યાન્ય એ જેવુંજ ન શમયે, વીપ્ર રાખે શંગે;
ઇસ્ટ મિત્રને લગા શમધી; તેડે સરવ ઉમંગે.
નૈવેદ માંહે જરૂર આણે, ખાંડ કેલા ભાવે;
ઘી તલી ઘઉનો રવાં, શીરો સરસ બનાવે.
નમળે ઘહુરવો તાંદુળનો, ગોલ ખાંડને શટે;
ઘ્રુતશહીત શમ ભાગ સરવે, લેવું તોલી કાંટે.
પછે યથારૂચી ભાવથી, કરે વાત વીચારી;
એકાદશીએ તાંદુલ બદલે, ઉચીત લેવું ધારી.
પંચ માઉશલે એક વસ્તુ, એવો નીયમ કહાવે;
કથા શ્રી સત્ય દેવ પ્રભુની, સાંભલે તે ભાવે.
વ્રત કરવું કોઈ નદી ત્રટે, કે કોઈ દેહરા માહે;
નીજ ઘરમાં પ્રભુ મંદીર પાસે, પવીત્ર ભુમી જાહે.
નૃત્ય ગાયન પ્રભુ શમીપે, કરવુ આણી પ્રીતી;

પ્રસાદ શ્રી સત્ય દેવ પ્રભુનો, વેહેંચી દે એ રીતી.
શ્રોતાજનને આપી પેહલાં, અંતે પોતે પ્રાસે;
વીપ્રજનને દેવી દક્ષણા, વ્રત શમાપ્તી થાશે.
શ્રોતા વકતા શરવ જેનોને, યાદી રાખવી હેવી;
પ્રભુ પ્રશાદી ભાવે લેવી, ના કદી નહી કેહવી.
એ રીતેજ ભક્તિ સાથે, કરે આ જુગ માહે;
સ્વલપ વતમાં લાભ મોટો, નકી તેને થાએ.

---

રૂશી પુછે શુત મુનીને, સ્વામીજી શંશે હરો.
પુજા વીધી જે અથઇતી, પ્રગટ પ્રીતેથી કરો;

---

મારી ઓખાબાઈ શલુણાજો. તમે પ્રત કરો-
ની અલુણાજો ( એ રાગ. )

કહેછે શુતજી તે કરૂણા લાવીજો, વીધી પુજાની એ બતલાવીજો;
પ્રથમે મંડપ કદલી તે કરવો જો,તે મધે તે મંડલ ભરવોજો.
અક્ષત કેશરીઆ તે લીજેજો. અષ્ટ કુણનો મંડલ કીજેજો;
કુંભ કોરો તે જલનો લાવેજો, ઉપર શ્રીફલ વસ્ત્ર ધરાવેજો.
ધ્રત દીપક રાખવો આણીજો, જોતીને રૂપ તે પરમાણીજો;
વરવા વિપ્રપંચ તે ભાવે જો, મંત્રપાઠ બોલે ને બતાવેજો.
મંત્ર દેવના વીપ્ર ઉચારેજો, પરમેશ્વર શધ્ય પધારે જો.
પુષ્પ છાબલાવીને ધરવીજો, પ્રથમે પુજા ગ્રહની કરવીજો;
પછે પુજે નારાયણ પ્રીતેજો, આચારજ બતાવે તે રીતેજો;
જેથી મ બને એવી રીતેજો, ધરે ફોફલપાન તે પ્રીતે જો.
કુંકમ ચંદન પુષ્પને પાણીજો, પુજે જેમ ગુરૂભણે વાણીજો;
પંચ વીપ્ર પડે જેને ભારેજો, વરે એક ગુરૂને તે વારજો.

ગુરૂગોવીંદ વેંદમાં વાણીજો, પધારા પ્રભુ લેવું જાણી જો;
વસ્ત્ર આદી રચના કરે ભારેજો, દીન ભાવછે તેથી વધારેજો.
પ્રભુ પ્રશન દીનતા ભાવેજો, દંભે કરૂણા તે નવલાવે જો;
શોનીક બોલ્યા શંશે લાવીજો, માહારાજદીજે બતાવીજો.
જય પ્રભુજી દીનત્વે રીજેજો, મંડપ રચના શાને કીજેજો;
કેહેશુ તજી સુણો રૂશી વાણીજો, કહું ભેદ લેજો તમે જાણીજો.
પ્રભુએ જેને લક્ષ્મી દીધીજો, કરે શરવ તે મોટી વીધીજો;
કૃપણ થાએ પ્રભુ કત કરતાજો, દેનારને વારશી હરતાજો.
કરે કામ જે ગુપ્ત હરામીજો, સઘળું સમજે છે અંતરજામીજો;
નથી લક્ષ્મીપતી ઘર ટોટાજો, રહીત શ્રધા ખરચ સૌ ખોટાજો,
હીંડે બળથી દ્રઢ તે શરીરેજો, હીંડે દુરબળ ધીરે ધીરેજો;
ન કરે દુરબળ કોતું દેવું જો, માટે કારણ રાખ્યું છે હેવુંજો.
દુરબળને છુટ એમ દીધીજો, યથાશક્તી તથા કરે વીધીજો;
હોએ ભાગ્યદશા જેની જાગીજો, ચેળે જીવ તે કોઇ અભાગીજો.
લેજો તમે તે ચીત વીચારીજો, એમ વીધી બે ન્યારી ન્યારીજો;
રૂશી શોનીક રહ્યા શીશ નામીજો, ટળો શંશય હમારોસ્વામીજો;

---

શુત પુરાણી બોલીઆ, પરમ પવીત્ર કથાયરે;
પાવન કરતા પ્રાણીને, પુરણ પ્રથમો ધ્યાય.

---

**આરતી એ ગાવાની રીત પ્રસિદ્ધ છે.**

જય દેવ જય દેવ, જયનારાયણ સ્વામી; સત્ય નારાયણ સ્વામી,
અજરામર અવીનાશી, શ્રી શતપુર ધામી.
તું છે કારણ તું માહા કારણ, તું તારણ છે આદી પ્રભુ;
તું છે કરતા તુંછે હરતા, તું ભરતા છે વિશ્વ વીભુ. જયદેવ૦ ૧

તું આકાશે તું પાતાળે, વેદ વેદાંતે તુંજ કયી;
તુંજ નીરામય તુંજ નીરંજન,સ્થુલ શુક્ષ્મ તું ચંદ્ર રવી. જય૦૨
તું વાયું છે તું છે વહની, જલ થલ માતુ છે વ્યાપી;
તુંજ અવીગત તું અવીનાશી, તુંથી કાલ રહ્યો કાપી. જય૦ ૩
જક્ત પીતા તું જગ્ન પીતા તું, જગથી પરજગ વ્યાપક તું;
માયાતીત તું ગુણાતીત તું, સ્થાપકને ઉથાપક તું. જયદેવ૦ ૪
સ્તવન તમારૂ શું શું કરીએ, વેદ રહ્યા ચારે હારી;
જીવ મુઢની સીગત ચાલે, કથન કરે લીલા તારી. જય૦૫
કળીયુગમાં જે કથા તમારી, રત્ન જોત લેવી જાણી;
શ્રધા સાથે ભણે સાંભળે, સુખ સંપત પામે પ્રાણી. જય૦૬

---

## ઢાળ નળઆખ્યાનમાંનો નીચે પ્રમાણે.

મલારની દેશી.

બન્યો મીત્ર મળીને બેઠા, પુછે નળ ભુપાલજી;
ભરતખંડમાં શ્રેષ્ટ શરવથી, પુરી કાશી કહેવાએજી;
વિશ્વેશ્વર ત્યાં વાશ વશે છે, ગંગા લેહેરે જાએજી;
મુક્તી પુરી છે મહીમા મોહોટો, પ્રાણી પાવન થાએજી;
મન વાંચ્છીત ફલદાતા કહીએ, કરવત જ્યાંહાં મુકાએજી;
તે નગરીમાં બ્રાહ્મણ રેહેતાં, દુરબલ એક ભીખારીજી;
દુખ સાગરમાં તેહજ ડુબ્યો, દરીદ્ર આવ્યું ભારીજી;
તોહે નીરંતર પ્રભુ ભજનમાં, પોતે પ્રીતી રાખેજી;
માહા દુઃખથી તે વ્યાકુલ થઈને, નીસ નીશાશા નાખેજી;
તે બ્રાહ્મણનું દુઃખ હરવાને, પ્રભુજી મનમાં લાવેજી;
બ્રાહ્મણ કેરૂ રૂપ ધરીને, અવીનાશી તે આવેજી;
ડોસા જેવી દેહ કરીને, પ્રભુજી તેને પુછેજી;

દીશો છો તમે દુઃખમાં ભારી, કાહો એ કારણ શું છેજી;
બોલ્યો બ્રાહ્મણ મન વીચારી, કારણ કહું છું કાકાજી;
ગત જનમજે કીધી ખેતી, ફૂલ તેના એ પાકાજી;
કરમ તણે અનુસાર શરવને, સુખને દુઃખ તે ખમવુંજી;
પાપી પ્રાણી પશુના જેવા, ભયમાં તેને ભમવુંજી;
વલી કાકાજીએ દુઃખ સાથે, કાયા કષ્ટીત ભારીજી;
પુરણ કોપ થઓ છે પ્રભુનો, એવું હું લેઊં ધારીજી;
કાકાજી કંઇ ઊપાએ કેશો, જે સૌ દુખને ટાળેજી;
જે કીધાથી ગત જન્મનાં, પાપ શમૂળા બાળેજી;
શ્રી ભગવાન કૃપા કરીને, બોલા મુખથી વાણીજી;
સત્યનારાએણ વ્રત છે હેવું, લે તું નીશ્ચે જાણીજી;
એ વ્રતનો અપાર મહીમા, કેહેતાં પાર ન આવેજી;
મન વાંચ્છીત ફૂલ પ્રાણી પામે, મહદ દુઃખ મટાવેજી;
પાપ અને વળી તાપ ત્રીવીધના, એથી નકી ટળશેજી;
દુઃખને મસ્તક પગ મેલીને, માહા સુખ સંપત મળશેજી;
એમ કહીને અચીત પ્રભુ તે, અદૃશ ત્યાંથી થાએજી;
ચમકૃતીથી ચકીત બણીને, મન ઘણો મુંજાએજી,
મન વીશે શંકલ્પ એ કીધો, એ વ્રત કરવું ભાવેજી;
દ્રવ્ય તણો શંકોચ રહ્યો છે, કેમ કરૂં હું હાવેજી;
ક્ષણક્ષણ ધ્યાન કરે વ્રત માટે, ચીતમાં ચીંતા લાવેજી;
ચટપટીમાં રાત વીતાડે, નીદ્રા રંચ ન આવેજી;
પ્રાતસ કાળે ઊઠી કરીને, મનમાં એમ વીચારૂજી;
આજે એ વ્રત કરવું નકી, ચીત ન હેવું ધારૂજી;
ખટ ઘડી રાતે ખટપટ માંડી, ભજન જટપટ કીધુંજી;

નામ જે નારાએણુ પ્રભુનું, શત એ લણેક લીધુંજી;
ભીક્ષા માટે ભાવ ધરોએ, જાવું જ્યાંહાં વેપારીજી;
દ્રવ્ય પ્રભુ મેળવશે ત્યાંથી, મનમાં એવું ધારીજી;
નૃપતી નીતે દાન કરે છે, ઉઠી પ્રાતસ કાલેજી;
શેવક બ્રાહ્મણુ લાવે શોધી, પવીત્ર જેને ભાલેજી;
આ બ્રાહ્મણે રીત ભલીથી, ચંદન જાજું ચરચ્યુંજી;
કુમકુમ શુંદર શોભાં સાથે, વળી કપાલે અરચ્યુંજી;
બ્રાહ્મણને પકડયો પાળાએ, ચાલો ત્રપતી તેડેજી;
બ્રાહ્મણુ થરથર કંપ્યો ત્યારે, આંખે આસું રેડેજી;
શેવક કેહે ક્યાં બીજે જઇએ, લાવ્યા પકડી ત્રાસેજી;
પુરપતી એ પરણામ કર્યો છે, તવ તેનો ભય નાશેજી;
વીપ્ર પછે વીવેક ધીરજથી, શુભ વાણી તે બોલેજી;
અખંડીત લક્ષમી વાસ વશો, વૈભવ શકને તોલેજી;
આશીરવાદ શુણીને રાજા, દક્ષણા રૂડી દેતોજી;
ખોબા ભરીને જે આપે તે, બ્રાહ્મણુ સઘળું લેતોજી;
વીપ્ર ભણે માહારાજ ધીરાજા, હવે અધીકમાં દેશોજી;
અધીક નથી ઉપયોગી મારે, જાજો શ્રમના લેશોજી;
રાજા મન સંદેહ ધરે છે, જોઇએ કારણુ શું છેજી;
આ દ્રવ્યને તમે દેવશું કરશો, જુક્તે રાજા પુછેજી;
મુની કહે મારાજ દયા નીધી, એ ઈશ્વરને અરપ્યુંજી;
શ્રી નારાએણુ ચરણુ શરણુમાં, શરવે શધ્ય શમરપ્યુંજી;
ચીતનેં વ્રતનું આજ ધરૂં છે, તે મધે એ જાશેજી;
શ્રીનારાએણુ વ્રત નીમીતે, સરવે એ ખરચાશેજી;
ભુપત બ્રાહ્મણુ આ નદીને, જુજ વાતાથી થાએજી;

ઉલટ આનંદ લઈને જોડે, બ્રાહ્મણ મંદીર જાએજી;
બ્રાહ્મણે અતી આનદ સાથે, એ વ્રત ભાવે કરીયુંજી;
ધનધાન આદી શરવ પ્રકારે, કારજ તેનું સરીયુંજી;
પરવણી એ વ્રત કરવું નીતે, એવો ટેક પ્રમાણોજી;
દુક્રીત હરણ નામ નવું છે, શરવે વ્રતનો રાણોજી;
વીપ્રની વળી ગઈ નીરબળતા, શક્તી અદકી વાધીજી;
અંતકાળે મુક્ત પૂરીમા, અવીચલ પદવી લીધીજી;
રૂશી પુછે શુત મુનીને, સ્વામીજી કહીએ ખરૂ;
મહીમા વ્રતનો જાણીને, કોઇ બીજા એ તે કરૂ. ૧

---

## ઢાળ ઓખાહરણનો. નીચે પ્રમાણેનો.

ઓખા કેહે શુણ શાહેલી, લાવ નાથને વેલીવેલી.
બોલ્યા એમ શ્રી સુત પુરાણી, તમે સાંભળો મુનીઓ વાણી;
તમે પુછુ એ શસ વીચારી, પ્રાણી માત્રને આનંદકારી;
તમે રૂશીઓ શંશે નીવારો, હતો દુરબળ એક કઠીઆરો;
વેચે ઇધણ તેહ બચારો, પામે અન વેચે જવ ભારો;
વ્રત વીપ્રે કર્યું સુખકારી, હતી જેશું તેને મીત્રાચારી;
દુરબળને દુરબળમાં રેવું, ગુણો ગુણ મળે જાણી લેવું;
મળે ભાગોળે બને ભેળા, કરે વાતો બેશી કોઇ વેળા;
શુખ દુઃખની ગોષ્ટિ કરતા, પરસપરે દેખી દુઃખ હરતા;
એવો ન્યાય લખ્યો છે કોશે, દુખી ભાળો દુખીઓ શંતોશે;
નામ ઠામ પરસ્પર જ્ઞાતા, કોને મંદીર કો નહી જાતા;
બ્રાહ્મણ નવ દીઠો જ્યારે, કીધો મન વીચાર કઠીઆરે;

શદય વીપ્ર થઓ કંઈ રોગી, માટે રહુશું મીત્ર વીજોગી;
ચાલો જાણી તેને ઘેર જોવા, શુખ દુ:ખના આશું લોહવા;
આવ્યો પોળ મધ્યે કડીઆરો, લઇ મસ્તક કાષ્ટનો ભારો;
બ્રાહ્મણ એક દુ:ખી ઇહાં રે છે, જેને હરીભટ લોકો કે છે;
ઘર તેનું મુને બતલાવો, થાએ મારે તે મીત્ર મેલાવો;
પોળ લોક પુછે ભાઈ તારી, હશે મીત્રાઇ તે શું ભારી;
તું જેહને હરીભટ કેહતો, દરીદ્ર ઘણો જે રેહેતો;
તેને ઇશ્વરે આપી છે રીધી, પામ્યો છે પુરણ સીધી;
રખે તેને તું હરી ભટ ભાખે, ઊભો દ્વારે તને નહી રાખે;
એની ભાગ્ય દશા બદલાઇ, પેલો મંડપ તેનો છે ભાઈ;
કડીઆરો વીચારે છે હેવું, જોઇ એ વીપ્ર કરે છે કહેવું;
કઠીઆરે કાષ્ટ સંભાળી, વ્રત પુજા વીધી સઉ ભાલી;
કથા શ્રવણ કરવાને બેઠો, મુકી ભારો મસ્તકથી હેઠો;
હતો તેહ પોતે અપવાશી, તેની ભુખ તરસ ગઇ નાસી;
અંતે જલ પરશાદી લીધી, પછે વીપ્રશું વાતો કીધી,
તમે આ શું કરોછો ભાઈ, એમાં ફળ છે કેવું નવાઈ;
વીપ્ર કહે આ વ્રત મેં કીધું, તેથી પ્રભુએ સરવ સુખ દીધું;
મારી દશા હતી જે પડતી, કીધી નારાએણ પ્રભુ ચડતી;
પછે કડીઆરો મન વીચારી, વ્રત કરવાને ઇચ્છા ધારી;
એક ભારાની કીમત માહારે, ખરચવી એ વ્રત દુવારે;
ગઓ કડીઆરો લેવા કાડી, વીચારમાં બુધી નાઠી;
જઇ ચડીઓ મારગ બીજે, બાંધ્યો કાષ્ટનો ભારો રીજે;
ચંદન વ્રક્ષ તે કાપીને લાવ્યો, એક શેઠે તેને બોલાવ્યો;

આ ભારાની કીંમત બોલો, હું રાખીશ. પૈશાનો તોલો;'
મળ્યા વેપારી બીજા આવી, કીંમત એક મુદ્રાની ઠરાપી;
હતી ભારાની કીંમત ભારી, હરખ્યા મન ઘણા વેપારી;
પછે કઠીઆરો વાત પ્રકાશે, દ્રવ્ય રાખો તમારી પાશે;
સત્ય દેવનુ વ્રત કરાવો, જે જોઇએ તે એમાંથી લાવો;
છે દેવ નીમીત દ્રવ્ય મારે, આજે પુજન કરવું છે પ્યારે;
ખાંડ કેલા ઘી શારશા લીધા, રવો આદી તે લાવી દીધા;
શવા શેર તે સરવે પ્રમાણી, આપી સઘળી વસ્તુ આણી;
શરવ પુજા શામગ્રી લાવી, કઠીઆરાને દીધો વળાવી;
સગા મીત્ર બ્રાહ્મણ ને વંદી, કીધી પુજા તે પરમ આનંદી;
કથા શ્રવણ કરી એક ચીતે, વેહેચી પરશાદી પ્રીતે;
અતી આનંદે આ વ્રત કીધું, પુત્ર ધન આદી સુખ લીધુ;
હવો નારાએણનો ઉપાસી, થઓ અંતે શ્રી વૈકુંઠ વાશી;

---

શુત પુરાણી બોલીઆ, પરમ પવીત્ર કથાએરે;
પાવન કરતા પ્રાણીને, પુરણ દ્વીતીય અધ્યાયરે.

---

**ઢાળ વામન ચરીત્રનો.**

કોહો તો ખાંધે ધરી ઉચલુ, રૂશી વામનરે,
મંગાતુ નર વાહન, કીધો પાવનરે. એ રાગ.
શ્રી શુત પુરાની ઉચરે, શુણો મુની જનરે;
ચરીત્ર જે સુખ રૂપ, કથા દુઃખ ભંજનરે;
રાએ ઉલકા મુખ નામનો, સુણો મુની જનરે.
ઇંદી જીત છે જેહ, કથા દુઃખ ભંજનરે.

દરશણ દેવ પ્રીય સદા, સુણો મુની જનરે;
દાતા દયાળુ તેહ, કથા દુઃખ ભંજનરે;
રાણી પ્રમુગ્ધા નામની, સુણો મુનીજનરે;
શતવતી છે સાર, કથા દુઃખ ભંજનરે;
હતી શીલ સ્વભાવની, સુણો મુનીજનરે;
રૂપ તણો ભંડાર, કથા દુઃખ ભંજનરે;
નારાયણ વ્રત તે કરે, સુણો મુનીજનરે;
ભદ્રશીલકી નાર, કથા દુઃખ ભંજનરે.
વણીક સાધુ નામનો, સુણો મુનીજનરે;
કરે રત્ન વેપાર, કથા દુઃખ ભંજનરે;
બહુ ધન નૌકામાં ભરી, સુણો મુનીજનરે;
આવ્યો વ્રતને ઠાર, કથા દુઃખ ભંજનરે,
આનંદ અતીશે દેખતા, સુણો મુનીજનરે;
પામ્યો મન વિચાર, કથા દુઃખ ભંજનરે.
જઇને પુછયું રાએને, શુણો મુનીજનરે,
આ શો રૂડો રંગ, કથા દુઃખ ભજનરે;
કૃપા કરી–શંતોશીએ, સુણો મુનીજનરે;
મુજ મનને ઊમંગ, કથા દુઃખ ભંજનરે;
વણીક વારતા સાંભળી, શુણો મુનીજનરે;
કહે ઊલકા મુખ તરત, કથા દુઃખ ભંજનરે;
સત્ય દેવ મહા વીષ્ણુ જે, સુણો મુનીજનરે;
તેનું એ છે વરત, કથા દુઃખ ભંજનરે;
અપાર મહીમા છે એહનો, સુણો મુનીજનરે;
શંતતી સુખ જાણુ, કથા દુઃખ ભંજનરે;
ધન શપત આવી મળે, શુણો મુનીજનરે;

એ વ્રત સુખની ખાણુ, કથા દુઃખ ભંજનરે;
વણીક વલતું એ વદે, સુણો મુનીજનરે;
કોજી વ્રત વીધાન, કથા દુઃખ ભંજનરે;
મારે સંતતી છે નહી, સુણો મુનીજનરે;
કરીશ હું રાજન, કથા દુઃખ ભંજનરે;
ભૂપે વીધી સરવે કહી, સુણો મુનીજનરે;
વધ્યો વણીક ઊમંગ, કથા દુઃખ ભંજનરે;
શંનતી સુખ પામવા, સુણો મુનીજનરે;
ચડી ઓચીંત તુરંગ, કથા દુઃખ ભંજનરે;
શાધુ વણીક પાછો ફરો, સુણો મુનીજનરે;
મેહેલી નીજ વેપાર, કથા દુઃખ ભંજનરે;
સ્ત્રી લીલાવતીને કહે, સુણો મુનીજનરે;
સરવે વ્રત વીચાર, કથા દુઃખ ભંજનરે;
સુણી સતી પતી વેણને, સુણો મુનીજનરે;
હરખી મન અપાર, કથા દુઃખ ભંજનરે;
વણીક મન નિશ્ચે કરી, સુણો મુનીજનરે;
ધરો ટેક તે વાર, કથા દુઃખ ભંજનરે;
શંતતી જવ મુજને થશે, સુણો મુનીજનરે·
કરીશ વ્રત નીરધાર, કથા દુઃખ ભંજનરે.
પ્રભુ કરૂણા લીલાવતી, સુણો મુનીજનરે;
થઇ શગરભાં નાર, કથા દુઃખ ભંજનરે;
પુરણ શમે પુત્રી હવી, સુણો મુનીજનરે;
આનંદ અપરંપાર, કથા દુઃખ ભંજનરે;
લીલાવતી કહે નાથને, સુણો મુનીજનરે;
વ્રત કીજે ભરથાર, કથા દુઃખ ભંજનરે;

લગ્ન શમય પુત્રી તણે, સુણો મુનીજનરે;
કરશું એ વ્રત નાર, કથા દુઃખ ભંજનરે.
પરણા જોગ પુત્રી હવી, સુણો મુનીજનરે;
શોધ્યો વરતે વાર, કથા દુઃખ ભંજનરે;
વાશી કંચન નગ્રનો, સુણો મુનીજનરે;
રૂપે સુંદર સાર, કથા દુઃખ ભંજનરે;
લગ્ન કરૂં આનંદથી, સુણો મુનીજનરે;
હરખ્યાં સર્વે સજન; કથા દુઃખ ભંજનરે;
પુરવ કરમના જોગથી, સુણો મુનીજનરે;
વ્રત ભુલો તે દીન, કથા દુઃખ ભંજનરે;
શત્ય નારાએણ જે પ્રભુ, સુણો મુનીજનરે;
મત કરે છે વીચાર, કથા દુઃખ ભંજનરે;
જુઠો છે એ વાણીઓ, સુંણો મુનીજનરે;
ઠગ્યો મુને બે વાર, કથા દુઃખ ભંજનરે;
ઇછા કરી તેણે શમે, શુણો મુનીજનરે;
હજો શુખની હાણુ, કથા દુખ ભંજનરે;
પ્રભુ ઇછાથી વાણીઓ, શુણો મુનીજનરે;
પામ્યો શંકટ જાણુ, કથા દુખ ભંજનરે;
જામાત્ર સાથે વાણીઓ, શુણો મુનીજનરે;
કરવા ગયા વેપાર, કથા દુખ ભંજનરે;
ચંદ્ર-કેતુંનું નગ્ર જે, શુણો મુંનીજનરે;
બેહુ રહા તે ઠાર, કથા દુખ ભંજનરે;
દૈવ ઈછા ચોરી હવી, શુણો મુનીજનરે;
રાજા ને દરબાર, કથા દુખ ભંજનરે;

માલ પકડવા નીશરા, શુણો મુનીજનરે;
રાજાના અસ્વાર, કથા દુઃખ ભંજનરે;
જાહા શુતા બને હતા, શુણો મુનીજનરે;
મેલી દીધો માલ, કથા દુઃખ ભંજનરે;
પકડા શશુર જમાલને, શુણો મુનીજનરે;
બાંધા આ તતકાળ, કથા દુઃખ ભંજનરે;
માલ જે ચોરી તણો, શુણો મુનીજનરે;
વળી વણીકનો જેહ, કથા દુઃખ ભંજનરે;
લીધો લુંટી ભુપતી, શૂણો મુનીજનરે;
નાખ્યા કાળા ગ્રેહ, કથા દુઃખ ભંજનરે;
વણીકને ઘેર દેશમાં, શુણો મુનીજનરે;
ચોરે હરીયું ધન, કથા દુઃખ ભંજનરે;
અબળા પામે આપદા, શુણો મુનીજનરે;
માગે ઘર ઘર અંન, કથા દુઃખ ભંજનરે;
કલાવતી પણ શંગમાં શુણો મુનીજનરે;
દણુાથી વેહેવાર, કથા દુઃખ ભંજનરે;
બ્રામણને ઘેર તે ગઇ, શુણો મુનીજનરે;
પુજા શમે એકવાર, કથા દુઃખ ભંજનરે;
પુજા કથા શત્ય દેવની. શુણો મુનીજનરે;
દીઠી સાંભલી જાણ, કથા દુઃખ ભંજનરે;
આનંદ પામી અંતરે, શુણો મુંનીજનરે;
છે પ્રફુલ્યા પ્રાણ, કથા દુઃખ ભંજનરે;
શુધ મને શત્ય દેવની, શુણો મુનીજનરે;
વીનતી કીધી એમ, કથા દુઃખ ભંજનરે;

પતી પીતા જે માહેરા, શુણો મુનીજનરે;
હજો કુશળ ક્ષેમ, કથા દુઃખ ભંજનરે;
શમરથ છે તું હે પ્રભુ, શુણો મુનીજનરે;
કરવા સઘળી વાત, કથા દુઃખ ભંજનરે;
જક્ત પ્રભુ જગતનાથજી, શુણો મુનીજનરે;
મેલવ તું મમ તાત, કથા દુઃખ ભંજનરે;
માતા પુછે પુત્રીને, શુણો મુની જનરે;
કહી ગઇતી બેન, કથા દુઃખ ભંજનને;
રાતે મોડું આવવું. શુણો મુનીજનરે;
રહું એ નહી ચેન, કથા દુઃખ ભંજનરે;
પુત્રી બોલી પ્રેમથી, શુણો મુનીજનરે;
અત્યંત ઉલ્લટ સાથ, કથા દુઃખ ભંજનને;
પવીત્ર માતા માહરી, શુણો મુનીજનને;
છે પવીત્ર એક વાત, કથા દુઃખ ભંજનરે;
પુત્રી કેહે હું ગઇ હતી, શુણો મુનીજનરે,
દેવગુરુને ઘેર, કથા દુઃખ ભંજનરે;
ઈછા ફૂલ દાતા કથા, શુણો મુનીજનને;
સાંભળી રૂડી પેર, કથા દુઃખ ભંજનરે;
એવું શુણતાં વારને, શુણો મુનીજનરે;
પુત્રીને કહે માત, કથા દુઃખ ભંજનરે;
એ વ્રત કરીએ આપણે, શુણો મુનીજનરે;
મળવા પતી જમાત, કથા દુઃખ ભંજનને;
લીલાવતીએ વ્રત કર્યું, શુણો મુનીજનરે;

વીનવ્યા દીનાનાથ, કથા દુઃખ ભંજનને;
અપરાધી પતી માહેરો, શુણો મુનીજનને;
મારી તારે હાથ, કથા દુઃખ ભંજનરે;
લીલાવતીની વીનતી, શુણો મુનીજનરે;
પ્રભુ કરી પરમાણ, કથા દુઃખ ભંજનરે;
ચદ્રકેતુને સ્વપ્નમાં, શુણો મુનીજનને;
આજ્ઞા દીધી જાણ, કથા દુઃખ ભંજનરે;
વણીક જે બંધન વીશે, શુણો મુનીજનરે;
જમાત શશરો જાણ, કથા દુઃખ ભંજનરે;
છુટા કર તું તેહેને, શુણો મુનીજનરે;
જો ઇછે કલ્યાણ, કથા દુઃખ ભંજનરે;
જો નહિ છોડે તેહને, શુણો મુનીજનરે;
જાશે તારૂં રાજ, કથા દુઃખ ભંજનરે;
એમ કહી અદ્રશયથ આ શુણો મુનીજનરે;
પોતે શ્રી પ્રભુરાજ, કથા દુઃખ ભંજનરે;
સભામે લાવી ભુપતી, શુણો મુનીજનરે;
ઉઠી ને પરભાત, કથા દુઃખ ભંજનરે;
વૃતાંત સર્વ વર્ણવ્યું, શુણો મુનીજનરે;
જે નીપનું તે રાત, કથા દુઃખ ભંજનરે;
રાજાએ આજ્ઞા કરી, શુણો મુનીજનરે;
છોડા શસુર જમાત્ર, કથા દુઃખ ભંજનરે;
શંતોશા ધન દઇ કરી, શુણો મુનીજનરે,
શણગારા છે ગાત્ર, કથા દુઃખ ભંજનરે;

બંનો જણ હાવે જશે, શુણો મુનીજનરે;
શશરાનું જે ગામ, કથા દુઃખ ભંજનરે;
મળશે સજન કુટંબને, શુણો મુનીજનરે;
કરૂણા કેશવરામ, કથા દુઃખ ભંજનરે;
શુત પુરાણી બોલીઆ, પરમ પવીત્ર કથાએરે;
પાવન કરતા પ્રાણીને, પુરણ ત્રન્દીય અધ્યાએરે. ૧

---

## ઢાળ ઓખારણનો.—

હીંડોલો તો નીસ્ચે મારો—નહોએ મેડી મારી. એ રાગ.

શુતજી એમ શ્રીમુખે બોલ્યા, શુંદર મધુરી વાણી;
વણીક દ્રવ્ય પુનરપી પામ્યો, કરૂણા શારંગ પાણી;
ગએલું લાધુ ધન જે વારે, ચીત મધે તે ધારે;
મંગલાયનની જાત્રા કરવા, જરૂર જવું છે મારે;
જાત્રા જઇને શઉ સુખ લીધું, બાંધી ભવની પુજી;
બ્રાહ્મણને હું પુજુ ભાવે, રૂડી મત એ શુજી;
પુંન્ય કરે છે પ્રાણી જ્યારે, અંતર હેવું લાવે;
ગયું મટી સૌ પાપ હમારૂં. રહ્યું નથી કંઇ હાવે;
જ્ઞાને અંધ થઇને પ્રાણી, મત ખોટી એમ ધારે;
પુનરપી પાપ કરવા પછેથી, નહીં કદાપી હારે;
આ વણીકનું અંતર જોવા; પ્રભુએ મન વીચારી;
પધાર્યા ત્રઠ મધે પોતે, દીક્ષા શન્યસ્ત ધારી;
વણીકને એ પ્રશ્ન કરૂ છે, તમે ક્યાંહાંથી આવ્યા;
હવે તમે કોણ ગામે જાશો, માલ ભરી શું લાવ્યા;
પવીત્ર પુર્ષ શન્યાસી શરખા, મમતા જેણે ત્યાગી;
ગણે ભીખારી જેવાને તે, જે જન હોએ અભાગી;

આ વણીક જે પમે અભાગી, હેવો ઉતર ભાંખે;
હેમાથી તું હરી લેવાને, મન ઈછા કંઇ રાખે;
એ મધે બહુ પલ ભરા છે, વ્રક્ષ તણી જે વેલી;
અગ્નાનીએ ઢેકડી કીધી, હશીને કરંતો કેલી;
પ્રભુજી મન વીચારે હેવું, એછે મહા હંકારી;
જક્ત પતી થઇ દીન પ્રમાણે, બોલે ગર્વ પ્રહારી;
કહે શન્યાસી શત્ય હજો ભાઇ, વારતા શરવે તારી;
સ્વારથ વીણમે તુજને પુછ્યું, ભુલ થઇ છે મારી;
દુર જઇ વીસ્રામ કરો છે, પ્રભુજી બેઠા જોવા;
તેલા વણીકે જવ ત્યાં દીઠા, લાગો ધાડે રોવા;
અચેત થઇને પોતે પડીઓ, ઉંડા નીશાશા મેળી;
કાંહાં ગઓ ધન માલજ બાધો, આવી આ કેમ વેલી,
જમાત્ર શશુરને હેવું બોલે, આ છે આપ શન્યાસી;
તમને પ્રશ્ન વીચારૂ તેણે, તમે કરી ત્યાં હાસી;
શંત દઆળું રૂપ શદા છે, માટે કરૂણા લાવે;
શરણુ ગએથી સુખની પ્રાપ્તી, ગયું તે શરવે આવે;
શન્યાશીની નીકટે આવી, પડીઆ બંનો પાગે;
ક્ષમા કરો અપરાધ પ્રભુજી, ફરી ફરી એ માગે;
શન્યાશી કહે સુઢ અધરમી, દુર બુધી છે તાહારી;
ફરી ફરીને તું દુઃખ પામે, પુજા તજી તે મારી;
વણીક વીચારે મનમા હેવું, દીશે મારમીક વાણી;
એ કહીએ પરમેશ્વર પોતે, લીધુ મનમાં જાણી;
પુજા કરવા કરાર હતો તે, મેલી વાત વીશારી;
એ અપરાધ મે મોટો કીધો, ચંતા થઇ મન ભારી;
પોતે પોતાની વાત શંભારી, કહી છે પડદો ટાળી;

દયા દ્રષ્ટી કરી પાવન કરવા, વાત પ્રભુ પરતાલી;
વણીક વીનય ત્યાં એમ કરે છે, પ્રભુજી હું બહુ પાપી;
જીવ શકળ અપરાધે ભરીઆ, માયા તારી વ્યાપી;
દઆળ પ્રભુજી દરશણ તારૂ, દુરલભ વેદ બતાવે;
ઇચ્છે અમરગણ દેવશર્વે વાતે, સ્વપ્ને તું નહી આવે;
પામર હું પળ પળ અપરાધી, જોઉછુ દ્રષ્ટે પાસે;
તીમર ટલે જેમ પ્રગટે ભાનુ, મમ અઘ તેમ પલાશે;
વીનય શુણી વીશ્વેશ વદેછે, મુખથી કરૂણા વાણી;
દ્રઢતાથી દુઃખ ટળશે તારા, નક્કી લે તું જાણી;
અંતર ધ્યાન થયા પ્રભુ પોતે, હેવું શ્રી મુખ ભાખી;
પ્રત્યક્ષ પ્રભુએ દરશણ દીધું, રહી ફરી શી બાકી;
વણીક પરમ આનંદ ધરીને, નૌકા જઇ ને ભાળી;
વેલા ટલીધન પાછું દીઠું, હવી પરમ ખુશાલી;
શત્ય દેવની કરી છે પુજા, તેની પ્રશાદી લીધી;
જનમ સ્થાનમાં જાવા માટે, તઈઆરી ત્યાં કીધી;
રત્નશારપુર નગ્ર નીહાલી, દીધો દાશ પદાવી;
આગમન તમ પતીએ કીધુ, કહું શતીને આવી;
ઠામ ઠેકાણું સરવ બોલ્યો, જા મલવા તે આવે;
પુજા શ્રી શત્યદેવ પ્રભુની, શતીએ કીધી ભાવે;
પુત્રીને પછે માત કહે છે, હું તે જાઉછું પેલી;
તાત તે તારા આજ પધારા, તું આવે ત્યાં વેલી;
કલાવતી આનંદી ભારી, ચીતથી ચંતા મેલી;
આનંદ શાગર મધે ડુલી, બની રહી તે ઘેલી;
કલાવતીએ શ્રી પ્રભુની, પુજા કીધી કોહોડે;

વીશરી ગઇ પરશાદી લેવી, શીઘ્રે મલવા દોડે;
આવી જોયું તો દીઠી ન નૌકા, હતો જે મધે સ્વામી;
શું થયું ભગવાન પ્રભુજી, અચરજ મનથી પામી;
પતી દરશણ નહી પામે ત્યારે, નેત્ર વેહે છે વારી;
પુત્રીને લઇ ઓછંગ માતા, રોતાં બન્યો ભારી;
તઠ મધે પીતુ માત હતા તે, મંન વીચારે હેવું;
નઉકા કે મન દ્રષ્ટે આવે, પ્રભુએ કારણ કેવું;
પતીને શતીએ એમ વીચારૂ, ડુબી શું નૌકા ધાટે;
કલાવતી કરે કરણ શાભળી, રૂદન રૂદયા ફાટે;
પતી મરણ થયું એ ભ્રાંતી, મનમાં તેને આવી;
શતી થવા તતકાળ જે ઉઠી, મરવું મનમાં લાવી;
પતી પાદુકા લઇ ખોળામાં, બળું હું અગ્ની પેશી;
હાય હાય માબાપ અરેરે, હવે રહું કેમ બેશી;
વણીક વીચાર કરે છે ઉંડો, શંશય આવ્યો હેવે;
કદી હરણ કરી હોએ નઉકા, પ્રભુ નીરંજન દેવે;
શંકલ્પ વ્રત કરવા શુધ ભાવે, તેણે મનમાં કીધો;
શરવ લોક શાનીધ વદીને, જણુવી તે જટ દીધો;
પ્રશન થઈ પ્રભુ પરમ દયાળું, કરૂણા મનમાં આણી;
કલાવતી છે કષ્ટીત ભારી, મરશે હેવું જાણી;
તજી તજી તે મમ પરશાદી, થઇ આકાશે વાણી;
અશરીર અદભૂત હેવી થંભ્યા શરવે પ્રાણી;
પુત્રી જ્ઞાન પામી મન સાથે, આવી હતી તે મેલી;
જટ જઇ પ્રાશી આવી પ્રસાદી, દોડી હોએ જેમ ઘેલી;
આકાશ વાણી કરી કૃપાલું, ભુલ હતી તે ટાળી;
જે નઉકા દ્રષ્ટે નહી પડતી, પ્રત્યક્ષ નજરે ભાળી;

કલાવતીએ મધુરે વચને, વીનય પીતાનો કીધો;
ચાલો પીતાજી વ્રત જટ કીજે, શંકલ્પ જે શીર લીધો.
કર્યું વણીકે વ્રત વીધીથી, અંતર આનંદ લાવી;
પુનેમ શંક્રાત આવે ત્યારે, કરવા ટેક ધરાવી;
વ્રત બળથી જગમાહે શદા તે, રેતો શઉ સુખ શાથે;
અંતે અવીચળ ધામ વશાવ્યો, પોતે વૈકુંઠ નાથે.
શુત પુરાણી બોલીઆ, પરમ પવીત્ર કથાઅરે;
પાવન કરતા પ્રાણીને, પુર્ણ ચતુર્થ અધ્યાયરે;

---

**ઓખા કેહે સુણ સાહેલી, લાવ નાથને વેલી વેલી;**
**એ રાગ.**

અગદ્ધજ હતો એક રાજા, પ્રજા પાલક તેહ મહારાજા;
ગયો મ્રગયા કામ નીરમાણી, વીંધ્યાં તેણે ઘણાં એક પ્રાણી;
આવ્યો એક વડ હેઠે જ્યારે, ગ્વાલ મંડલી દીઠી તે વારે;
સત્ય નારાએણ વ્રત થાએ, નહીં રાએ નમ્યો તેને પાયે;
નહીં નીકટ ગયો તે હંકારી, નહીં વાત કરી ત્યાં વિચારી;
ગ્વાલ મંડળ ભૂપને ભાલી, મેલી શમીપ પ્રસાદની પાળી;
નહીં ભૂપે પ્રશાદી લીધી, ગતી ઘર ભણી તેણે કીધી;
પ્રશાદ ત્યાગી ગઓ ભૂપ જ્યારે, શત પુત્ર ગયા જમદ્વારે;
ગઇ લક્ષ્મી પછે નીજ ધામે, ભૂપ તેથી ઘણું દુઃખ પામે;
રાએ જોઉ છે મન વીચારી, કંઈ કાર્ય કારણ ચમતકારી;
કારણ ઊંડુ તપાશું જ્યારે, શ્રમતી ભૂપ પામો છે ત્યારે;
શબ્દ ગવાલ રહ્યા હોએ કોપી, પ્રીત ભગ્તી જેની હતી લોપી;
પ્રસીધ વસ્તુ મળે વીના શોધી, સરવે જાણે દેવીને ક્રોધી;

નારાએણુ ક્રોધી ન કહાવે, ચીત દોશ તેનો નહીં આવે;
ભુપે ધારયું કોપ્યાં જગમાતા, થાએ તેની હવે કેમ શાતા;
ગ્વાલ ભક્તથી મા જો મનાએ. કાર્ય શીઘ્ર તેનાથી થાએ;
માટે જઇ તેને શીર નામુ, ફળ તેની કૃપાથી પામું;
ગ્વાલ પાસે ભુપતી આવી, કહ્યું કાર્ય કારણ સમજાવી;
બોલા ગોપ હકીકત હેવી, નથી કોપ્યાં જગદંબ દેવી;
નારાએણ વ્રત માહા મોટું, એક વાતે લગાર છે ખોટું;
પ્રશાદ મહિમા હેવોલો જાણી, તે લેવો પડે શઙ પ્રાણી;
અવગણના કરે તેની જ્યારે, પામે શંકટ પ્રાણી ભારે;
મેલો પ્રસાદ તમે નવ લીધો, નકી દંડ નારાયણે દીધો.

બોધ સુણીને ગોપનો, કંપે સરવ શરીર;
સ્તવન કરે સત્ય દેવનું રેડે નેત્રે નીર.

---

ભુલો ભુલો ભગવાન, પ્રભુ હું ભુલોરે ભુલો;
દુખ દરીઆની માંહે, હવે હું ડુલોરે ડુલ્યો.
મદ મછર અભીમાનમાંરે, ભુલ્યો સરવે ભાન;
વળી મદ મદીરા તણો, ગયું ઘટી શણ જ્ઞાન.

પ્રભુ હું ભુલોરે ભુલો,
દુખ દરીઆની માંહે;
હવે હું ડુલ્યોરે ડુલ્યો.

તું કરતા આ જક્તનો, હરતા તું સંસાર;
પાણી ભરીઆ પાપથી, દોશ તણો ભંડાર;

પ્રભુ હું ભુલ્યોરે ભુલ્યો,
દુઃખ દરીઆની માંહે;

હવે હું ડુલ્યોરે ડુલ્યો.

અકળ ગતી છે તાહેરી, કલનાથી જે બાહાર.
દયા દ્રષ્ટી વીણ કોકદી, પામે નહીં ભવ પાર.
પ્રભુ હું ભુલ્યોરે ભુલ્યો,
દુઃખ દરીઆની માંહે;
હવે હું ડુલ્યોરે ડુલ્યો.

વૈભવ જગમાં છે ઘણા, વૈભવ રાજ અતુલ;
સુખને અંતે દુઃખ દેખાયું, સુખ તે દુઃખનું મુળ.
પ્રભુ હું ભુલ્યોરે ભુલ્યો,
દુઃખ દરીઆની માંહે;
હવે હું ડુલ્યોરે ડુલ્યો.

અજ્ઞાની વળી અધમ હું, ગોપ થકી પણ નેસ્ટ;
અવગણના મુજ પીટવી, પ્રશાદ તારો શ્રેષ્ટ.
પ્રભુ હું ભુલ્યોરે ભુલ્યો,
દુઃખ દરીઆની માંહે;
હવે હું ડુલ્યોરે ડુલ્યો.

કણીકા કદી આવે નહી, અજ અમરને હાથ;
શીવ શરખા તરશે ઘણું, તે મેં ઠેલ્યો નાથ.
પ્રભુ હું ભુલ્યોરે ભુલ્યો,
દુઃખ દરીઆની માંહે;
હવે હું ડુલ્યોરે ડુલ્યો.

પાપ પુતલુ પીંડઆ, દોશ તણો છે કોશ;
અવગુણ ભુલી માહેરા, દીજે પ્રભુ સંતોશ.
પ્રભુ હું ભુલ્યોરે ભુલ્યો,

દુઃખ દરીઆની માંહે;
હવે હું ડુલ્યોરે ડુબ્યો.
પ્રભુજી દુઃખમાં હું ડુબ્યો, સુખ છે તારે હાથ;
કરગરૂં કરૂણાનીધી, ક્ષમા કરો અપરાધ.
પ્રભુ હું ભુલ્યોરે ભુલ્યો,
દુઃખ દરીઆની માહે;
હવે હુ ડુલ્યો રે ડુલ્યો.
સ્તવન રાએનું શાભળી, રીજ્યા કમળા કાંત;
ગોપદ્વાર આજ્ઞા હવી, કર વ્રત પામે શાંત;
પ્રભુ હું ભુલ્યોરે ભુલ્યો,
દુઃખ દરીઆની માહે;
હવે હુ ડુલ્યોરે ડુલ્યો.

---

**મને મારીને રથડા ખેડ, બાળા રાજારે. એ રાગ.**

અગદ્દજના વ્રત આરંભ બોલો જેજેરે;
મગાવ્યા કદલી સ્થંભ, બોલો જેજેરે;
ભારે મંડપ રચના થાએ, બોલો જેજેરે;
વીપ્ર શહસ્ત્ર વસ્યા છે રાએ, બોલો જેજેરે;
તેડાવ્યું સઘળું ગામ, બોલો જેજેરે;
શુંદર દીધા તેને વીસ્રામ, બોલો જેજેરે;
શરવ વસ્તુ તે ઠામ વેચાવે, બોલો જેજેરે;
નગ્ર કારમ્યું કીધું રાએ, બોલો જેજેરે;
ઓપશરવ બેસાડી પાશ, બોલો જેજેરે;
આરંભી પુજા અવીનાશ, બોલો જેજેરે;

રહી મોટી બની ધુમધામ, બોલો જેજેરે;
પટરાણી બેશાડયાં વાંમ, બોલો જેજેરે;
ઓજલમા રહેજે હમેશ, બોલો જેજેરે;
પામ્યા દરશણ બાધો દેશ, બોલો જેજેરે;
વ્રત એક દીવશ નીરધાર, બોલો જેજેરે;
કીધું રાએ ત્યા દીવશ ચાર, બોલો જેજેરે;
રાએ પુરણ હવો છે દયાલ, બોલો જેજેરે;
શંતોશે શઉ નાનાં બાળ, બોલો જેજેરે;
પ્રજા માંત્રની લે શંભાલ, બોલો જેજેરે;
રાતે પોતે બને રક્ષપાળ, બોલો જેજેરે;
પ્રાણી શરવ પામા શંતોસ, બોલો જેજેરે;
મટયો નૃપનો શરવે દોસ, બોલો જેજેરે;
રણે શંકા કોને કઇ થાએ, બોલો જેજેરે;
જગ પુજે પ્રભુજી પુજાએ, બોલો જેજેરે;
પામ્યો પ્રભુતા ફરીને અપાર, બોલો જેજેરે;
અને પોહોચો તે ભવપાર, બોલો જેજેરે;
કીધો માહા પદમાં વીશ્રામ, બોલો જેજેરે;
રૂડું શત્યપુરીનું જે ધામ, બોલો જેજેરે;

---

## ઢાળ જોગીનો.

રૂશી શોનીક ઉચરે છે વાણી, કેડો શશે શ્રીશુત પુરાણી;
નારાએણ કહીએ દઆળું, કથા માલ બોલે છે કૃપાળું;
કહીએ પ્રભુની કૃપાળું દીક્ષા. અલ્પ ભુલે દે ભારે શીક્ષા;
ધ્યાન તેનું નીરંતર કરીએ, ચુક થોડી થતામાં મરીએ;

એથી અચરજ મુજને ભાશે, રહીએ કેમ તેને વીશવાશે;
દીજે ઉતર તેનો વીચારી, શુણુવાને તે ઇછા માહારી;
હશી બોલ્યા છે શુત પુરાણી, પ્રભુ લીલાની રીત વખાણી;
એની લીલાનો પાર ન આવે, કરે કામ જેવું મન ભાવે;
સ્વતંત્ર પ્રભુ પોતે કાહાવે, નહી કાર્ય કારણુમાં આવે;
વેદ વચન ઈછાએ પાલે, નાં પાળે તો નહીં કોઇ પાલે;
નીત હેની લીલા નવ નવી, નહી થાએ આગે નાહવી;
ઈછા માત્રે રચે આ સ્રષ્ટી, લય થાએ ફરે જવ દ્રષ્ટી;
જક્ત શરવનો ન્યાઇ કહેવાએ, તેનો અન્યા તે કેમ પુછાએ;
જો ઇશ્વર થઓ છે અન્યાઇ, સૃષ્ટી સર્વ હુબા જાણો ભાઈ;
એના કૃત માત્ર નાય કેહેવાએ, મરમ તેનો જાણો નહી જાએ;
કૃતી ઇશ્વર અકલ ગણાએ, વીના ભકતી ન ભેદ જણાએ;
જેનો ભેદ ન વેદજ તાવે, જન પ્રભુના સર્વ બતાવે;
તમે ભક્તી મારગને ભેદો, શીખા સમજા તમે શઉ વેદો;
ભક્ત સર્વે ઈછા પ્રભુ વંદે, પ્રભુ કતીથી પર્મ આનંદે;
પ્રભુ ઇછા વડી છે વીચારો, ઈછા આગળ ન્યાયઓ વારો;
શર્પ સર્વને દુખ દે ભારી; કીધા પ્રભુએ તેને શું વીચારી;
શંશે કોઈ ધરે જવ હેવો, પ્રતી ઉતર તેનો શો દેવો;
જો જોઇએ ન્યાય વીચારી, લાગે ભુલ પ્રભુની ભારી;
પછે થાએ શમાધાન હેવું, પ્રભુ ઇછા બીજું શું કહેવું;
ઇછા બલ છે મુખ્ય એ લેખો, કૃતી શરવ લીલા તમે દેખો;
નથીનારાએણ પ્રભુ ક્રોધી, શઘળે શાસ્ત્રે લેજો શોધી;
અન્ય દેવ કદાચીત કોપે, બીજ દેશ તણું ત્યાં રોપે;

ફરી કોપ તેનો નવ જાએ, નીરંતર પ્રાણી પીડાએ;
શહજ માટે પડે તેને અવળું, ફરી પાનું નથાએ શવળું;
પુરણ બ્રમ છે પુર્ણ દઆળું, કરૂણાવંત અનંત કૃપાળું;
પ્રભુ કાહાવે દીનના બંધુ, શદા સર્વદા કરૂણા સીધું;
એની કરૂણા અતુલ્ય કહેવાએ, કોથી તોલ તેનું નવ થાએ;
કો કરૂણાનો પાર ન પામે, ગણે અવગુણ ગુણને ઠામે;
જુઓ મનમાં તમે એ વિચારી, વેર ભાવે લીધા વેરી તારી;
અવળે વાલમીક લીધો તારી, અરધે ગુણકા લીધી ઉગારી;
અચીત કાર્યં પ્રભુના ગણાએં, તેનો ભેદ ન કોથી જણાએ;
વેદ સરખા ભેદ ન ભાલે, ગતી જીવની ત્યાં કેમ ચાલે;
નથી પ્રભુને કો સ્નેહી કે વેરી. એની લીલા છે આનંદ લેરી;
જેવી મેતાજી. વીધા ભણાવે, અંતર પ્રીતી ને ક્રોધ જણાવે;
વીધા પામે વીચારથી જારે, ફતી ગુરૂની રૂડી વિચારે;
મેતાજીના જેવી એ રીતી, ઉપર ક્રોધને અંતર પ્રીતી;
સુત માતની પ્રીતી મોટી, કરી ક્રોધ ખણેમાં ચોટી;
અન્યા માટે જુઓ માત મારે, રૂડુ અંતર તેનું વીચારે;
માત અંતર હારદ રહે જેહેવુ; પ્રભુ કરણીનું કારણ હેવું;
ભુલ માટે પ્રભુ ચમકાવે, કરી શીક્ષા ઠેકાણે લાવે;
જુઓ વણીક ભુલ્યો વાર પેલી, નકરૂંકાંઇ દીધા છે મેહેલી;
બીજીવાર ભુલ્યો તે જયારે, દુઃખ પામો થોડાદીન ત્યારે;
દુઃખ માહેથી પોતે છોડા એવો, વળી ગરવ તેને જળ આએવો;
એ બોધ બણી શન્યાશી, જુઓ કારજ કારણને તપાશી;
લેવી જોઇએ જરૂર પ્રસાદી, એવી આટી પ્રભુએ બાંધી;

સુણી આવી કલાવતી જ્યારે, કીધી અદ્રશ નઉકા ત્યારે;
પ્રાણ ખોશે પ્રભુ એવું જાણી, કીધી જટપટ આકાશ વાણી;
એનું કાર્ય કારણને તપાશે, પટ શંશયના શર્વે જાશે;
તજો અંગદૂજે મન જાણી, રાજ પદવી કરી ધુલ ધાણી;
પુત્ર ખોયા પોતાના જ્યારે, જ્ઞાન પામો પછે ભુપ ત્યારે;
ગયો શરણે જેનો દ્રોહ કીધો, ફરી વૈભવ તેને દીધો;
જેવો દોશ તેવો દંડ પામે, વીચારેથી શંશે વામે;
પચ્યો જીવ માયામાં ભારે, લાવે શંકા તે અલ્પવી ચાહે;
પ્રભુ લીલાપ વીત્ર છે માનો, અપવીત્રને આનંદ શાનો;
રત્ન કાચ શમુ તે દેખાએ, શુધ જ્ઞાનથી તે પરખાએ;
પવીત્ર રાશલીલા શુખકારી, ગોપીશાથે રમ્યાં ગીરધારી;
તેમા પરીક્ષતે શઉશે લીધો, ગર્ભ જોગી શુણીને લીધો;
શરવ વેદ રૂચાએ છે ગોપી, નથી પ્રભુ એ નીતી લોપી;
એમ ભેદ દીધો શમજાવી, ભુલ્યો રાય્ય હતું જેવું ભાવી;
નથી પાત્ર શકે રશ રાખી, ગુપ્ત લીલા ફરી નહી ભાખી;
ખોયુ બ્રમાનંદમા ભળતું, હતુ આવ્યું ટોચે જેનું મળવું.
એની લીલાશું નહી જેને પ્રીતી, જમ દંડની જાણી ભીતી;
એની લીલામાં શંશય લીધો, જેવો દ્રોહ પ્રભુનો કીધો;
કતી ઇશ્વર અકલ કહાવે, ભેદ જાણે જેને એ બતાવે;
વાત અંતે મળી જવ શોધી, કહીએ કેમ દયાળને ક્રોધી;
આખા વીશ્વનો જે છે ભરતા, કીડી કુંજરનું દુઃખ હરતા;
રૂશી સરવે લેજો મન ધારી, લીલાકત અદભુત ભારી;
સરવે વાતને મનમાં તોલો, ફરી શંકા રહે તો બોલો;

રહ્યા શૌનીક મસ્તક નામી, મને ભુલવ્યો માયાયે સ્વામી;
જીવ બુધી રહે સદા કાચી, ક્ષમા માગુ ફરી ફરી જાચી;
કહે શુતજી શૌનીકને પ્રીતે, પુછ્યુ પ્રશ્ન તમે તે રીતે;
ધન તમને રૂશી કહુ ભાવે, તમ બુધી અલાકીક કહાવે;
જીવ માત્રને દીધુંજ તાવી, ગતી કતીને લીલા બતાવી;
પ્રભુ કતીનો ભેદ પ્રકાસી, કીધા પુર્ણ પ્રશન અવીનાશી;
વળી ઊચરા સુત વીચારી, છે મહીમા કથાનો ભારી;
સ્રધા સાથે જે સાંભળશે, રોગ દોશ તેના સહુ ટળશે;
કરે પાઠ એનો જે કો ભાવે, ફરી જનની જઠર તે નાવે;
પુરણ બ્રમની છે કથા પુરી, સબ દેશ બદે મીષ્ટ મધુરી;
શ્રાતા વકતા સરવ લો ગાઈ, પ્રણમે પ્રીતે તે લાલાભાઇ;
કાએશ્ય ગ્નાતી સુરતનો વાશી, પ્રભુ ગુણ ગાવા અભીલાશી;
સંવત ઓગણીસેહ ચુમાળી, માસ જેષ્ટ ને રજની કાળી;
દીન દ્વાદશી શુભ ગુરૂવારે, થઇ પુરણ કથા આ તે વારે;
કરતા પોતે શ્રી પ્રભુ છે છે, બોલો સરવે જનો તેની જે જે.



## જાહેર ખબર.

આ સત્ય નારાયણની કથા મન વાંચ્છીત ફળ આ- પનારી તથા પાપને કાપનારી છે પણ તે સંસ્કૃત હોવાથી ઘણા લોકો તેનો લાભ લેઇ શકતા નથી. તેથી અમે તેને પદબંધ કરી ઘણા લોકો લાભ લે તેવા હેતુથી તેની કીંમત સસ્તી રાખી છે માટે જે ભાઇઓને આ ચોપડી લેવી હોય તેમણે અમદાવાદમાં સાંકડીશેરીમાં વડનગરા નાગર નટવરલાલ લજ્જાશંકરને ત્યાંથી રોકડી કીંમતથી લાવવી.

